ગાયકવાડી રાજ્યમાં મંજુર થયેલું છે.

સન્માર્ગ દર્શક લેખમાળા પુષ્પ ૨ જું.

# "હિંદુ ધર્મ."

જેમાં ધર્મ, સાધારણ ધર્મ, હિંદુધર્મ ઉપરાંત ધર્મશિક્ષણ અને દેશને અભ્યુદય, વિગેરે બાબતો વિષે ઉત્તમ રીતે વિવેચન કરેલું છે.

યોજક.

પરિખ મણિલાલ કેશવલાલ.

નકલ ૧૦૦૦.

આવૃત્તિ બીજી.

પ્રકાશક,

ગુર્જર બ્રધર્સ.

રીચરોડ—અમદાવાદ.

કિંમત એક આનો.

# સન્માર્ગ દર્શક લેખમાળા.

ઉપરોક્ત નામ સાથેની લેખમાળા ગુર્જર પ્રજાની સેવા માટે પ્રગટ કરવામાં આવે છે, જેમાં ખાસ કરીને વિદ્યાર્થી વર્ગ, જેના ઉપર આપણી ભવિષ્યની ઉન્નતિનો મુખ્ય આધાર છે, તેમને મનન કરી અભ્યાસ કરવા લાયક લેખોની યોજના કરવામાં આવે છે.

આ લેખમાળામાં સ્વતંત્ર લેખો ઉપરાંત પ્રસંગે સંસ્કૃત, મરાઠી, હિન્દી, અંગ્રેજી, ગુજરાતી, વગેરે ભાષાના ગ્રંથોની મદદ પણ લેવામાં આવશે.

સામાન્ય પ્રજાવર્ગમાં આ લેખમાળાનો બહોળો પ્રચાર કરવાના ઉદ્દેશથી કોઇ સખી ગૃહસ્થ વહેંચવા માગશે તો તેને ઓછા મૂલ્યે આપવામાં આવશે.

પ્રકાશક.
ગુર્જર બંધુઓ.

# અર્પણ પત્રિકા.

---

તિર્થરૂપ માત પિતા. આપે, બાલ્યા-
વસ્થામાં, ઘણું લાલન પાલન કરી,
મને ધર્મ સંબંધી જ્ઞાન આપ્યું
છે, તેથી આપના જેવાં પવિત્ર,
પુજ્ય, દેવરૂપનું નામ અ-
મર કરવું, એ મારો ધ-
ર્મ છે એમ માની,
તેના ફળ રૂપ મારો
આ પ્રથમ પ્રય-
ત્ન આપને સ-
પ્રેમ અર્પણ
કરૂંછું.

---

સત્યવિજય પ્રિન્ટીંગ પ્રેસ—અમદાવાદ.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

આ લેખની પ્રથમાવૃત્તિ ટુંક સમયમાં ખ-
પી જવાથી તથા તેની માગણી જારી હોવાથી
કેટલાક સુધારા વધારા સાથે આ બીજી આવૃત્તિ
પ્રગટ કરવામાં આવી, છે અને અમારો ઉદ્દેશ
કંઇંક અંશે સફળ થયેલો જોવા ઉત્કંઠા રા-
ખીએ છીયે—

શ્રાવણી પૂર્ણિમા.
સંવત ૧૯૬૩ } ગુર્જર બ્રધર્સ.

# ધર્મ એટલે કર્તવ્યકર્મ.

શ્લોક.

॥यतो अभ्युंदयानिः श्रेयम् सिद्धिः स धर्मः॥

અર્થ—જેનાથી અભ્યુદય તથા કલ્યાણની પ્રાપ્તી થાય તેજ ધર્મ છે.

મનુષ્ય જન્મે છે ત્યારથી મરણ પર્યંત આત્મસુખ મેળવવાને માટે જે જે કર્મ કરે છે, તેમાં તેને આખરે લાભકારક થઈ પડવામાં માત્ર ધર્માચરણજ મુખ્ય છે.

પૃથ્વી પર જુદા જુદા ધર્મના લોકો પોતપોતાની સમજુતી પ્રમાણે સ્વધર્મ પર પ્રીતી અને વિશ્વાસ રાખીને ઈશ્વર સંબંધી કર્તવ્યો કરે છે. આપણા ધર્મની ( ઈશ્વર સંબંધી મતની) ચઢતી ( ઉન્નતી ) થાય. આપણા ધર્મની સર્વત્ર ફતેહ થાય એવી દરેકની ઈચ્છા હોય છે.

અને તે પ્રમાણે તે તેના પ્રયત્નમાં મશગુલ રહે છે. ખ્રીસ્તી–મુસલમાન–બૌધ–વિગેરે જે જે ધર્મો હાલ વૃદ્ધિ પામતા જાય છે. એટલે કે સારી સ્થીતિમાં છે તે દરેકમાં ઉપર કહ્યા પ્રમાણે સ્વ-ધર્મવૃદ્ધિની આકાંક્ષા છે. પરંતુ આ સઘળાથી ઉલટુ હિંદુ ધર્મની દિવસે દિવસે પાયમાલી થતી જાય છે, અને તેમાં ઘણાકને તો સ્વધર્મની પુરતી માહીતી પણ નથી હોતી તેવે સમયે તેમનામાં સ્વધર્માભિમાન ક્યાંથી હોય ? હિંદુ ધર્મ એજ પુરાતન ધર્મ છે. એવું પરધર્મી વિદ્વાન લોક કબુલ કરે છે છતાં પણ તે ધર્મ, જેનાં આપણે સંતાન છીએ તેમનામાં તેના પ્રસાર માટે બિ-લકુલ અભિમાન નથી એના જેવું ખેદકારક બીજું કંઈજ નથી. તેથી તે વિષય પર નાના નાના લેખની યોજના કરી તેના બને તેટલો પ્રસાર કરવો ને લખતાં વાંચતાં આવડતું હોય તેવા દરેક મનુષ્યના વાંચવામાં તે નાનાં પુસ્તકો આવે એવો આ લેખકનો આશય છે.

# ધર્મ શબ્દનો સાધારણ અર્થ.

ધર્મ એ એક સંસ્કૃત શબ્દ છે, જેનો અર્થ ધારણ કરવું એવો થાય છે. સાધારણ વાતચીતમાં ધર્મ શબ્દ વપરાય છે તેનો અર્થ–જે જાણવાથી અને જે પ્રમાણે વર્તવાથી આ સંસારમાં સુખ અને છેવટે મુક્તિ મળે એનું નામ ધર્મ. અને તેથી વિરૂદ્ધ કર્મોને જાણવાં અને આચરવાં એનું નામ અધર્મ છે, જેથી અનેક પ્રકારનાં દુઃખમાં ફસાઈ પડાય છે.

જે કર્મ કરતી વખતે અથવા જેનાં ફળ ભોગવતી વખતે આપણને અને બીજાને આરામ મળે તેજ ધર્મકાર્ય અને જે કરતી વખતે અથવા જેનાં ફળ ભોગવતી વખતે આપણને અથવા બીજાને દુઃખ થાય તેજ અધર્મ.

જે કર્મો કરવાથી શારીરિક–માનસિક–અને આત્મીક શક્તિઓ અનુક્રમે વધતી જાય. અને જે પ્રમાણે ચાલવાથી મનુષ્ય પોતાના ખરા સ્વ-

રૂપને ઓળખે અને આ વિશ્વ સાથે પોતાનો શું સંબંધ છે તે જાણે તે ધર્મ અને તેથી વિરૂદ્ધ આચરણ તે અધર્મ કહેવાય.

દુષ્ટ સંસ્કાર અને દુષ્કર્મો તે અધર્મ અને શુભ સંસ્કાર અને શુભ કર્મો તે ધર્મ કહેવાય છે.

દુષ્ટ સંસ્કાર અને દુષ્કર્મો અથવા ખરાબ વિચાર અને ખરાબ કર્મો એ છે કે જે કરતી વખતે આપણને ભય, શંકા અને લજ્જા ઉત્પન્ન થાય. ખાવું, પીવું, સુવું, જાગવું, હર્ષ—શોક, મિત્રતા, શત્રુતા એ બધી બાબતમાં મનુષ્ય અને પશુ બન્ને સરખાંજ છે, પણ મનુષ્યમાં એક એવી શક્તિ છે કે જેથી તે ધર્મ—અધર્મને ઓળખી શકે છે અને ધર્મને સારી રીતે જાણીને તે પ્રમાણે ચાલીને ઉંચામાં ઉંચુ પદ પ્રાપ્ત કરી શકે છે, અને એજ કારણથી મનુષ્યને આ સૃષ્ટીમાં બધા સદાચારથી ઉચ્ચ પદવીમાં મુકવામાં આવે છે.

જે મહાત્મા પુરૂષોએ ધર્મને સારી રીત

જાણીને તે અનુસાર જે કર્મો કર્યાં છે તેમાં તેમને અમૃતથી અધિક મિઠાસ, જલથી અધિક શીતળતા, ચંદ્રમાથી અધિક શાંતિ અને આનંદ અને સુર્યથી અધિક તેજ અને પ્રકાશનો અનુભવ થયો છે તેઓ ધર્મને એક ક્ષણ પણ છોડવા ઇચ્છતા નથી. અને તેને પોતે ધારણ કરવો અને બીજાને ધારણ કરાવવો એજ તેમનું મુખ્ય કર્તવ્ય સમજે છે. સ્વાર્થી અને અજ્ઞાની પુરૂષો તેઓને આમ કરવાથી અટકાવવા ચાહે છે અને અનેક પ્રકારનાં વિઘ્નો નાંખે છે, પણ ધાર્મિક પુરૂષો કોઇ વિઘ્ન અથવા કષ્ટને ધ્યાનમાં ન લેતાં ધર્મને માટે પોતાનો પ્રાણ પણ અર્પવા તૈયાર હોય છે.

મનુષ્ય ગમે તે દેશ અથવા જાતનો હોય, ધનાઢ્ય વા કંગાલ હોય, ભણેલો ગણેલો અથવા અજ્ઞાન હોય, બાળક અથવા વૃદ્ધ હોય, પુરૂષ અથવા સ્ત્રી હોય ગમે તે હોય પણ સર્વને ધર્મ પ્રાપ્ત કરવાનો અને તેનાં ફળ ભોગવવાનો સરખો અધિકાર છે.

જ્યારે મનુષ્ય જન્મે છે ત્યારે ધર્મ અને અધર્મ તેના સાથી થાય છે—આખી જીંદગીમાં તેઓ તેની સાથેજ રહે છે અને જ્યારે મનુષ્ય મરી જાય છે ત્યારે સંસારીક વસ્તુઓ, સ્ત્રી, પુત્ર, નોકર, ચાકર, ધન, માન, બડાઇ—વીગેરે તેની સોબત છોડીને અહીંજ પડી રહે છે—પણ માત્ર ધર્મ અને અધર્મ તેની સાથે જાય છે. આ કારણથી સઘળાની ફરજ છે કે તેણે ધર્મનું જ્ઞાન મેળવવું આવશ્યક છે. એમ જાણીને તેને મેળવવાને અને તે પ્રમાણે આખી ઉમર ચાલવાને યત્ન કરે અને તેમજ બીજા પાસે કરાવે. તોજ મનુષ્યજન્મનું સાર્થક છે.

આ સંસારીક વસ્તુઓને પ્રાપ્ત કરવામાં ઘણો પરિશ્રમ ઉઠાવવો પડે છે તોપણ વખતે તે પ્રાપ્ત થાય છે ને વખતે નથી પણ થતી. કારણ ઘણા માણસો વિચાર કરે કે હું રાજા થાઉં તો તે બધા કદી પણ રાજા બની શકે નહીં—વળી સંસારીક વસ્તુઓની પ્રાપ્તિ થયા પછી પણ તેનો

અનુચિત ઉપયોગ કરવામાં આવે તો પોતાને તેમજ બીજાને દુઃખ થવાનો સંભવ છે, પરંતુ ધર્મ એવી ચીજ છે કે લાખો અને કરોડો માણસો તે પ્રાપ્ત કરવા ચાહે તો તે સઘળા કરી શકે છે–ધર્મના પ્રભાવથી સંસારીક વસ્તુઓ પણ થોડા પરિશ્રમે મળી શકવાનો સંભવ છે. તેમજ તેનો અનુચિત ઉપયોગ થતો નથી. અને તેથીજ ધાર્મિક પુરૂષોથી કોઇને પણ દુઃખ થવાનો સંભવ નથી.

---



---

# હિંદુ ધર્મ.

॥ स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥
श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ॥

---

જગતમાં જુદાજુદા દેશના લોકો આપણને તથા સર્વે જગતની ચીજોને બનાવનાર કોઇક છે એવું માને છે. તેઓ પોતાની મતિ અનુસાર તેની ભક્તિ કરે છે અને મરણ પછી પોતાની સદ્‌ગતી થાય એવી ઇચ્છાથી તેની પ્રાર્થના કરે છે. દરેકને પોત પોતાનાં ધર્મપુસ્તકમાં લખ્યા પ્રમાણે વર્તવાની દૃઢ ઇચ્છા હોય છે, અને આપણોજ ધર્મ ખરો એવું પ્રત્યેકને અભિમાન હોય છે, ગમે તેવું મહાસંકટ આવી પડે તોપણ સ્વધર્મ પરાઙ્‌મુખ ન થવાની તેની ઇચ્છા હોય છે.

પ્રાચીન કાળમાં આપણા હિંદુ લોકોની સ્વધર્મશ્રદ્ધા દૃઢ હતી એ વાત જગપ્રસિદ્ધ છે. પૃથ્વી પરની બીજી પ્રજા જ્યારે કેવળ જંગલી

હાલતમાં હતી ત્યારે આ દેશના લોકો ઘણા સારા સુશિક્ષીત અને ધાર્મિક હતા. ધર્મ સંબંધી ઘણા ઝગડા આ દેશમાં ચાલ્યા, પરંતુ છેવટે વેદોક્ત ધર્મ ખરો એવી લોકની ખાતરી થવાથી તે ધર્મનેજ અનુસરી આપણે ચાલવા લાગ્યા, વચમાં કેટલાક કાળ સુધી બૌધ્ધ મતનું પ્રાબલ્ય રહ્યું. પરંતુ આખર સુધી તે ટકી રહ્યો નહીં; તેવામાંજ મુસલમાન લોકોએ એક હાથમાં પોતાનું ધર્મપુસ્તક અને બીજા હાથમાં તલવાર લઇને જુલમથી પોતાના ધર્મનો પ્રચાર આ દેશમાં કર્યો. પરંતુ તે સમયના લોકોની ધર્મશ્રદ્ધા એટલી બધી પ્રબળ હતી કે હજારો માણસોએ સ્વધર્મ છોડવા કરતાં મરણ પસંદ કર્યું—નાના પ્રકારનાં દુ:ખો ભોગવીને પણ જેણે સ્વધર્મરક્ષણ કર્યું તેનાંજ સંતાનોમાં દિવસે દિવસે ધર્મશ્રદ્ધા ઓછી થતી કેમ ચાલી તેનો વિચાર કરતાં, નવીન તરેહનું અંગ્રેજી શિક્ષણ એજ તેનું મુખ્ય કારણ છે એમ ધ્યાનમાં આ-

વશે. અંગ્રેજી પ્રજાના અમલની શરૂઆત થતાં પ્રારંભમાં જે લોકોને અંગ્રેજી શિક્ષણ મળ્યું તેમાંથી ઘણાખરાનો મત સ્વધર્મથી વિરૂદ્ધ થઇ ગયો, ત્યારથી આપણો ધર્મ, આપણો પોશાક અને આપણું ખાનપાન તે નહીં સરખાં થઇ ગયાં. સારા સારા માણસો સ્વધર્મ છોડીને ખ્રીસ્તીધર્મમાં ગયા. કેટલાક તો ખુલ્લી રીતે ધર્માંતર કરવાનું વૈર્ય ન હોવાથી કેવળ નાસ્તિક બન્યા.

જે ઇશ્વરે આપણને ઉત્પન્ન કર્યા તેની ભક્તિ કોઇપણ ધર્મમાં, કોઇપણ જાતીમાં અને કોઇપણ દેશમાં રહીને કરવામાં આવે છે. તેથી અર્વાચીન હિંદુઓ પરધર્મના મત કેમ પસંદ કરે છે તેનું કારણ સ્વધર્મની અજ્ઞાનતા એજ છે. બીજા ધર્મના લોકો પોતાના બાળકને નાનપણુથીજ સ્વધર્મમતનું શિક્ષણ આપે છે. અને નાનપણમાંથીજ ધર્મ સંબંધી નીતિ સંબંધી વિચારો દઢ થવાથી મોટપણે તેના મનમાં અનીતિનો અંશ પણ આવે નહીં અને પાપાચરણ

કરતાં તેનું મન ઠરે અને તેથી સ્વધર્મ પ્રમાણે વર્તવાનું ફળ જે શાંતી તે તેને પૂર્ણપણે મળે છે.

સામાજીક સુધારણામાં પૂર્ણતા પામેલા અંગ્રેજ લોકમાં બચ્ચાંને નાનપણથીજ ધર્મનું શિક્ષણ મળે છે. તેથી દિન પ્રતિદિન તેની ઉન્નતી થતી જાય છે. જગતનો ઇતિહાસ ધ્યાનમાં લેતાં કોઇ પણ રાજ્યની ઉન્નતી ( ચઢતી ) અગર અવનતી ( પડતી ) થવી એ તે દેશની પ્રજાની ધર્મ શ્રદ્ધા પર આધાર રાખે છે. એમ દેખાઇ આવશે. ફ્રાન્સ દેશમાં ભયંકર રાજ્ય તોફાનના પૂર્વે તે દેશના લોકોની સ્વધર્મ પરથી શ્રદ્ધા ઉઠી ગઇ હતી. અને કેટલીક પ્રજા તો કેવળ નાસ્તીક થઇ હતી. ઇશ્વર નથી—ને કદી હશે તો તેને માણસ સાથે કંઇ સંબંધ નથી, કાંઇ કર્તવ્ય નથી, પાપ નથી, પુન્ય નથી, કંઇજ નથી. એ પ્રકારનો મત થઇ ગયો હતો અને તેજ પ્રમાણે તેમનાં આચરણ હતાં, તેથી ઇ-

ખરી અન્નકૂપાનું ફળ એટલે નાશ તે ત્યાંના રાજ્યે પરિપૂર્ણ અનુભવ્યો. **તેવીજ સ્થીતિ હાલતો આપણા દેશના લોકોની થઇ ગઇ છે.** જો કે ખુલ્લી રીતે નાસ્તિક નથી થયા છતાં પણ તેમનાં આચરણ પરથી વિચાર કરતાં સ્વધર્મ છોડ્યો છે એવું સાફ દેખાઇ આવે છે. સમાજના ધર્મબંધનના નાશનાં જે લક્ષણ એટલે—પાપાચરણ—કલહ—મત્સર—વ્યભિચાર—એનું પ્રાબલ્ય દિવસે દિવસે વધતું જાય છે.

દિવસે દિવસે આવી સ્થીતિ થતી જાય છે તેથી કાળે કરીને એનું શું પરીણામ આવશે તેનો વિચાર કરવો જોઇએ. ગઇ એક સદી પહેલાંના આપણા પુર્વજો કેવા હતા અને હાલ આપણે તેમનાંજ સંતાન છતાં કેવા છીએ. તેમનાં ધર્માચરણ કેવાં હતાં ને આપણાં કેવાં છે એનો વિચાર દરેક વ્યક્તિ કરે તો સમાજના ધર્માચરણનાં જે અનિષ્ટ ભયંકર પરિણામ આવ્યાં છે તે તત્કાળ તેમના ધ્યાનમાં આવશે.

આપણા લોકોની નીતિ બગડતી ચાલી, લોક ઇશ્વરાજ્ઞા પ્રમાણે ચાલતા નથી, સ્વધર્મ છોડી દીધો, વગેરે મત સર્વે લોકો કબુલ કરે છે પરંતુ આમ ન થવા ઉપાય કરવા જોઇએ એવો વિચારતો કોઇએ કરતું નથી.

પ્રત્યેક માણસ પોતાનું ઘર—આંગણું—અને તેની આગળનો રસ્તો વાળી ઝાડીને સાફ રાખે તો પછી ભંગીની જરૂર ન પડે; તેમજ પ્રત્યેક માણસ પોતાનાં આચરણ સુધારે તો સમાજ સુધારણા એની મેળેજ થાય. પરંતુ "તે દિન **ક્યાં કે મીયાકે પાંઉમેં જુતી**" એમ છે.

પોતાનું ઘર મજબૂત થાય એવું ઇચ્છનારે તેનો પાયો મક્કમ નાંખવો જોઇએ. તેવીજ રીતે લોક સુશિક્ષીત થાય એવું ઇચ્છનારે નાનપણમાં જ બચ્ચાને તેવું શિક્ષણ આપવું જોઇએ, યોગ્ય શિક્ષણ પામેલા મનુષ્યો સદ્ગુણી—પાપભીરૂ અને સ્વધર્મરત થાય છે.

સરકારી શાળામાં હાલ છોકરાંને જે શિક્ષણ

આપવામાં આવે છે તેમાં માણસને આખર સુધી ઉપયોગી થઇ પડે તેવું કંઇજ હોતું નથી. નિયમિત વિષયમાં પરિક્ષા આપવી અને તેમાં પાસ થઇને સરકારી નોકરી માટે ફાંફાં મારવાં એ સિવાય એ શિક્ષણનો કંઇજ ઉપયોગ થતો નથી. જેને કેળવાયલા કહેવામાં આવે છે તેમની અંતઃસ્થિતીનો વિચાર કરતાં તમને સમજાશે કે તેમાંના ઘણાખરા માણસો દુર્વ્યસની અને નાસ્તિક છે. નાના પ્રકારે કરીને દ્રવ્ય મેળવવું અને તેથી આ લોકમાં સુખ ભોગવવું એ સિવાય તેને બીજી કંઇ પણ સમજણ હોતી નથી. ઇશ્વર સંબંધી—ધર્મ સંબંધી વિચાર તેના મનમાં કદી પણ આવતો નથી. આ સઘળાનું કારણ શું ? તેને નાનપણમાં કંઇ સ્વધર્મસંબંધી શિક્ષણ ન આપ્યું તે ( જુની રૂઢીને કેટલાક લોક ધર્માચરણ સમજે છે. જો કે તેનો વેદોક્ત ધર્મ સાથે કંઇજ સંબંધ નથી. ) એવા આચરણ બહિરંગી દેખાય છે.

પરંતુ અંતરમાં તેની સ્થીતિ જુદીજ હોય છે. કલહ—પરધન હરણ—વ્યભિચાર વિગેરે અનેક પાપાચરણમાં તે પૂર્ણપણે નિમગ્ન હોય છે. તેથી હાલની પ્રજાને સ્વધર્મની માહિતીજ નથી અને સ્વધર્મ એટલે કંઇક છે એ પણ તેના ખ્યાલમાં નથી.

ઇશ્વર છે કે નહીં તેની પણ ઘણાને શંકા હોય છે. એટલે પછી આગળ વિચારજ કોણ કરે છે ? કેટલાકને આપણને ઉત્પન્ન કર્તા કોઇક છે એમ લાગે છે. પણ તેનું આપણે શું કામ છે એવી સમજુતીપર સ્વસ્થ રહે છે. કેટલાકને ઇશ્વર જેવું કંઇ છે કે નહીં તેનીજ મુળમાં શંકા કેટલાક કહે છે કે ઉત્પન્નકર્તાજ કોઇ નથી, આ સર્વ જગત આપોઆપ ઉત્પંન્ન થયું અને આપોઆપ લય થશે, એવા તત્વોપર ભરોંસા રાખીને નિર્ભય થઇને રહે છે. અને વળી આ અસાધુનો ઉપદેશ અન્ય જનોને આપતા રહે. હાય હાય ! આવા આ ભયંકર મતથી

આપણા લોકપર શું અસર થશે તેનો અત્યાર-થીજ આપણે વિચાર કરવો જોઇએ.

હાલ જેમ ચાલે છે તેમ ભલે ચાલે-થવા-નું હશે તે થશે—એમ સમજી સ્વસ્થ બેસી રહે-વું—તે એક—કિંવા કંઇપણ પ્રયત્ન કરવો—એ બીજું. આ બેમાંથી કંઇપણ કરવું પડશે. સ્વસ્થ બેશી રહેવાથી છેવટે જેમ સ્વરાજ્યનો નાશ થયો તેમ સ્વધર્મનો પણ નાશ થવાનો, અને પછીથી તેનો કંઇ ઉપાય રહેશે નહીં. ખ્રીસ્તી લોકના ભવિષ્ય પ્રમાણે આ દેશના સર્વ લોક ખ્રીસ્તી થશે કિંવા અમારા મત પ્રમાણે સર્વ નાસ્તિક થશે એમાં કંઇ સંશય નથી.

હવે આ બન્ને ભવિષ્ય ખોટાં પાડવાના ઇરાદાથી અમે જે પ્રયત્ન કરવા માંડીએ છીએ તેમાં યશ મળશે કે કેમ તેનો પ્રથમ વિચાર કરવો જોઇએ.

રાજ્ય સંબંધી જેમ આપણે પરાધીન છીએ તેમ સ્વધર્મ સંબંધી હજુ તો નથી.

આપણે ધર્મ પ્રમાણે વર્તવું, તેમાં અત્યંત જરૂર જેટલો સુધારો કરવો, એમાં કોઇનો પણ પ્રતિબંધ નથી. હાલની સ્થીતિ જોતાં જુલમથી પરધર્મ સ્વીકારવાનો પ્રસંગ નથી. ત્યારે ફક્ત આપણે વિચારીને સ્વધર્મમાં દ્રઢ થવાનો સમય આવ્યો છે એમાં કાંઇ સંશય નથી.

ત્યારે અમારી હુયગય તે શું ? એવો સાહજીક પ્રશ્ન ઉઠે છે. તેનો ઉત્તર એજ કે આપણા લોકના અવિચારીપણાથીજ તુર્ત સ્વધર્મની આવી સ્થીતિ થઈ છે. તેથી ધર્મ સંબંધી વિચાર કરવો. લોકને કુકર્મથી મુક્ત કરી સત્કર્મમાં જોડવા, ઇત્યાદિ જે બ્રાહ્મણ જાતીનાં કર્તવ્ય તે તેણે કયારનાંએ તદન છોડી દીધાં છે ( જેથી પૂર્વે તે તેમના હાથમાં હતાં કે નહીં તેની પણ કંઇ નીશાની નથી. ) તેથી હવે પછી તેમના હાથે તે થશે એવી કંઇ આશા પણ નથી. તેમાંના જે કેટલાક હરિદાસ—પુરાણી વિગેરે નામો ધારણ કરીને ધર્મોપદેશક હોવાનો

ઢોંગ કરે છે તે માત્ર પેટની ખાતર. તેથી તેમના ધર્મોપદેશથી લોકનાપર સારી અસર શી રીતે થાય ? નહીંજ થાય. જ્યારે સમાજના પુંજારીઓની આવી સ્થીતિ થઇ છે ત્યારે બાકીના બીજા લોકોની ગોવાલીયા વિનાનાં ઢોરો જેવી થઇ ગઈ છે.

જેમ જેને ફાવે તેમ કરે, કોઇ કોઇને પૂછતું કરતુંએ નથી. ત્યારે આનું પરિણાથ કેવું આવશે ? એનો ઉત્તર **નાશ** એજ માત્ર છે.

આ પ્રમાણે નાશ ન થાય એવી જેની ઇચ્છા હોય તેમણે પોતાનાં આચરણ સુધારવાં જોઇએ. પોતાના મિત્રો, પોતાના પાડોશીઓ, પોતાનાં સગાંસંબંધીઓ પોતાના માતાપિતા, સ્વામીઓ, ધન દોલત અને ચાકરોને પણ ખરાબ આચરણોમાંથી છોડાવવા જોઇએ, તોજ ધીમે ધીમે બધાનાં આચરણ સુધરીને તેમની સ્વધર્મ ઉપર શ્રદ્ધા અને નિષ્ટા બેસશે.

ઇશ્વરની મોટાઇ, આપણાપર તેની મમતા,

તેણે આપણા સુખ માટે કરેલી સઘળી સોઈ આ બાબતો જેના મનમાં આવશે તે કદી પણ તેના તરફ કૃતઘ્ન નહીંજ થાય. આ નાશવંત જગતને છોડીને સર્વેને જવુંજ પડશે. આપણા પોતપોતાના પાપપુન્યનાં ફળ આપણે જાતેજ ભોગવવાં પડશે, એવું જેના મનમાં આવશે તે સહેજમાં સ્વધર્માચરણી થઈ જશે. તેથી નાનપણથીજ બચ્ચાંને ઇશ્વર સબંધી માહિતી આપવી જોઇએ. ઇશ્વર પ્રત્યે આપણું કર્તવ્ય શું છે તે તેને શીખવવું જોઇએ સારાંશ—સ્વધર્મનું સત્ય સ્વરૂપ બચ્ચાંને નાનપણથીજ શીખવ્યું હોય તો મોટપણે તેના મનમાં પાપાચરણનો પ્રવેશ કદીપણ થશે નહીં.

આપણાં ધરમ પુસ્તકમાં વર્ણવેલાં આચરણ પ્રમાણે વર્તનાર હાલ કેટલા નિકળશે એનો વિચાર કરતાં ઘણું કરીને નકારજ નજરે આવશે. સર્વે લોક ઐહિક—ક્ષણિક સુખમાં મોહ પામીને ભૂલથી પરલોકનાં અક્ષય સુખનો આના-

ભિખારી થતો જાય છે. હું હિંદુ છું એમ કહેનાર હજારો નિકળે છે. પરંતુ હિંદુ ધર્મનું ખરૂં તત્વ શું છે તેની ઘણાને ખબર હોતી નથી. ઇશ્વર સબંધી ખરી માહિતી અને આપણુ આ લોકમાં કર્તવ્ય જેમાં ઘણા વિસ્તારથી લખેલુ છે તેવુ આપણું ધર્મ પુસ્તક વાંચનાર અને તે પ્રમાણે વર્તનાર શું આજ કોઇ છે કે ? એવા તો ઘણા થોડા હશે ( બલ્કે નહીં જેવા ) આપણામાં ઐક્ય ( સંપ ) થાય, એવી ઇચ્છા રાખનારે; અને આપણા લોકની સાંપત્તિક સ્થી; તિ સુધરે એવી ઇચ્છા રાખનારે આપની ધર્મ સંબંધી સ્થીતિ સુધારવી જોઇએ. હિંદુ ધર્મ પ્રમાણે જ્યારે આપણાં આચરણ નહીં ત્યારે આપણે હિંદુ શાના ?

દેશમાં લોકોનું ઐક્ય થવું, લોક સંપત્તિમાન થવા, ધન ધાન્યની વૃદ્ધિ થવી એ સઘળાં ઇશ્વરની કૃપાનાં લક્ષણ છે. જે દેશમાં આનાથી વિરૂદ્ધ સ્થીતિ હોય ત્યાંના લોકપર ઇશ્વરની કૃપા

નથી એમ સમજવું જોઇએ. આપણે સ્વધર્મ છોડી દીધો, ઇશ્વરની આજ્ઞાઓનું ઉલ્લંઘન કર્યું લોક પાપાચરણી થયા, તો તો પછી ઇશ્વરની અવકૃપા કાં ના થાય ? આપણા દેશની અધમ સ્થીતિનું કારણ ઇશ્વરની અવકૃપાજ છે, અને તે અવકૃપાનું કારણ સ્વધર્મનો ત્યાગ એજ છે સારાંશ—અનાદિ કાળથી ચાલતા આવેલા અતિ શ્રેષ્ઠ એવા આપણા વેદોક્ત ધર્મની દરેક હિંદુ નામ ધારણ કરનારે પૂર્ણ માહિતી મેળવવી જોઇએ અને તે પ્રમાણે આપણે આપણાં આચરણ સુધારવાં જોઇએ તો લરતજ તે ખરા હિંદુધર્મી થશેજ. દ્વેશ, નિંદા, વ્યભિચાર અસત્ય ભાષણ, ચોરી વગેરે પાપાચરણો જ્યાં સુધી સમાજમાં વસી રહ્યાં હશે ત્યાં સુધી આપણાપર ઇશ્વરની કૃપા કદી પણ થનાર નથી.

ધર્મોન્નતિ એ સર્વ દેશના લોકની ચઢતીનું પ્રથમ ચિન્હ છે. ઇશ્વરી કૃપા શિવાય આપણા હાથે કાંઇ પણ સારું ખોટું બનાર

નથી. એમ સમજીને જ્યારે આપણી સ્થિતિ સુધારીને દેશના લોક સુખી થાય એવી આપણી ઇચ્છા હોય તો સ્વધર્મ પ્રમાણે વર્તવાનો લોકને ઉપદેશ કરવો જોઇએ. અને મુખ્યત્વે કરીને છોકરાંને નાનપણથીજ ઇશ્વરની ભક્તિ, સન્માર્ગ, નીતિ, સ્વધર્મ, ઇત્યાદિ વિષયની માહિતી આપવી જોઇએ, છોકરાંની સારી ખોટી ચાલ પર માબાપે બરોબર લક્ષ આપવું જોઇએ, તેને ખરાબ સોબત ન લાગે એવી વ્યવસ્થા કરવી જોઇએ તોજ મોટપણે તે નીતિમાન, સ્વધર્મરત, પાપભીરૂ, એવો બને.

મનુષ્યની સ્વધર્મ પર શ્રદ્ધા બેઠી એટલે તેના હાથે સહસા પાપ કર્મ થનાર નથીજ. કોઇ પણ ધર્મનો મનુષ્ય હોય પણ જ્યારે તેની સ્વધર્મ પર શ્રદ્ધા બેસે ત્યારે તેના હાથે કદી પણ પાપ કર્મ થાય નહી. સ્વધર્મપર શ્રદ્ધા ન હોવાથી મનુષ્ય ઇશ્વરથી બેપરવા રહે છે; આપણાં પાપાચરણ બદલ ઇશ્વર આપણને શિક્ષા કરશે

એવો ભય તેના મનમાં લાગતો નથી અને તેથી દિવસે દિવસે પાપાચરણમાં તેની પ્રવૃતિ વધતી જાય છે. આપણા દેશમાં અંગ્રેજી રાજ્યસત્તા થયા પછી આપણું સર્વથી ભયંકર અને જેનો બદલો કદિ પણ ભરી ન શકાય એવું નુકશાન થયું છે તે એજ કે " આપણે હિંદુ લોક સ્વધર્મ પરાઙ્મુખ થયા, ખોટી શાક્ષી પુરવી, ખોટા સોગન ખાવા. જાર કર્મ ઇત્યાદિ પાપથી આપણે તદન ચૂરો થઇ ગયા છીએ અને હજી પણ થઇએ છીએ. આપણા પૂર્વજોની કથા સાંભળતાં તે કેટલા પાપભીરૂ, એક વચની- અને સદાચરણી હતા એ જાણીને આપણને આશ્ચર્ય અને અભિમાન થાય છે. તેમના જેવા હાલના લોક ન થઇ શકે ? થઇ શકે. માત્ર સ્વધર્મપર શ્રદ્ધા જોઇએ.

જે શિવાજી મહારાજે હિંદુ રાજ્યનું સ્થાપન કર્યું તેમની સ્વધર્મપર પૂર્ણ શ્રદ્ધા હતી, તેમણે ગૌબ્રાહ્મણનું પ્રતિપાલન કરવાને મુસલમાનો સાથે

ભયંકર લડાઇઓ કરી અને તેમાં ઇશ્વરકૃપાથી તેમને યશ મળ્યો. તેમનો દીકરો શંભાજી જ્યારે પાપાચરણી થયો ત્યારે તેમણે સ્વધર્મ રક્ષણાર્થે પોતાના પ્રાણનો ભોગ આપ્યો અને મરણ પત કર્યું.

મુસલમાન લોકનું પ્રાબલ્ય હતું ત્યારે તેઓ જોર જુલમથી હિંદુ લોકને વટલાવવા લાગ્યા. આ ક્રમની શરૂઆતમાં હજારો હિંદુ લોકોએ સ્વધર્મ રક્ષાણાર્થે મરણ પત કર્યું. પણ સ્વધર્મ છોડ્યો નહીં, એવી તે સમયના લોકોની સ્થીતિ હતી. હાલ જોર જુલમ જેવું કંઇજ નથી છતાં પણ હજારો લોક સ્વધર્મ છોડી ખ્રીસ્તી થઇ ગયા. કેટલાકને સ્વધર્મ તુચ્છ લાગવાથી તેઓ નાસ્તિક બની ગયા. હિંદુધર્મથી બહેકી ગયેલા લોકોને કોઇનો અંકુશ ન હોવાથી તેમની સ્થીતિ દિવસે દિવસે ખરાબ થતી ચાલી છે. પરધર્મી રાજ્ય સત્તા હોવાથી પ્રજાની ધર્મ સંબંધી સ્થીતિ ખરાબ થતી જાય છે અને તેનું પરિણા-

મ કદી પણ સારૂં આવનાર નથી. અને આમ છે ત્યારે દરેક હિંદુ કહેવરાવનારે સ્વધર્મ સંબંધી માહિતી મેળવવી જોઇએ. ધર્માચરણમાં તત્પર રહેવું જોઇએ. પોતાનાં બચ્ચાંને નાનપણથીજ ધર્મ શિક્ષણ આપવું જોઇએ અને આ બાબત બરાબર ધ્યાનમાં રાખવી જોઇએ કે ઇશ્વર કૃપાથી વેદોક્ત ધર્મનાં તત્વોની માહિતી મેળવી લેવા સરખો હિંદુજાતીમાં આપણો જન્મ થયો છે તો આપણા જન્મનું સાર્થક કરી લેવાની આવી સારી તક ખોવી નહીં જોઇએ.

જે ઇશ્વરે આપણને હિંદુ ધર્મમાં જન્મ આપ્યો છે તે આ ઇચ્છા પરિપૂર્ણ કરો એજ પ્રાર્થના છે.

ૐ શાંતિ—શાંતિ—શાંતિ.

# ધર્મ શિક્ષણ અને દેશનો અભ્યુદય.

ધર્મ શિક્ષણ આપવા માટે કાંઇ જાગૃતી ઉત્પન્ન થઇ છે પણ તેની અમુક યોજના સર્વમાન્ય થશે એમ બનવું અશકય હોવાથી નિચેની સૂચના કરવી માત્ર યોગ્ય જણાયાથી તે અત્રે દાખલ કરવામાં આવે છે.

"દરેક માબાપની, દરેક દેશહિતચિંતક મનુષ્યની ફરજ છે કે તેણે પોતાનાં બાળકોને બચપણથીજ મહાનપુરૂષોનાં ચરિત્રોનું શિક્ષણ આપવું જોઇએ કે જેથી કરીને જ્યારે તેઓ ઉમરે પહોંચે ત્યારે પોતાના ધર્મ ઉપર તેઓનો દૃઢ પ્રેમ બંધાય અને બીજા ધર્મો કરતાં "હિંદુ ધર્મ" કેટલો ઉચ્ચ છે તે તેઓ જાણી શકે આપણી પાસે એક ઐતિહાસિક દાખલો તૈયાર છે.

આર્ય દેશના રક્ષક, આર્ય ધર્મ પાળક છત્રપતિ શિવાજી મહારાજને બચપણથીજ **રામાયણ** તથા **મહાભારત** સાંભળવાનો શોખ હતો અને

એમાં આવેલા પુરૂષોનાં ચરિત્રો સાંભળીને તેઓનું અનુકરણ કરવાને તેને વારંવાર સ્ફુરણ થઈ આવતું હતું. આથી કરીને પોતે આખરે મહારાષ્ટ રાજ્યનો સ્થાપક થયો અને જુલમી ઔરંગજેબના ત્રાસમાંની આપણા હિંદુઓને છોડાવ્યા. આથી આપણે ચરિત્ર વાંચનથી મળત્તા ધર્મ શિક્ષણના ફાયદા જોઈ શકીએ છીએ. આવા શિક્ષણથીજ દેશની ઉન્નતિ થશે. આપણી માતૃભૂમીની ઉન્નતિ માટે એક સંપની જરૂર છે એક સંપ કરવાને વાસ્તે આપણે બધા ઉપર સમદૃષ્ટિએ જોવું જોઈએ એટલે કે ભ્રાતૃભાવ રાખવો જોઈએ. એટલે કે ભ્રાતૃભાવ આપણે ધર્મથી રાખી શકીએ તેથી કરીને **ધર્મ શિક્ષણ એ ઉન્નતિને વાસ્તે બહુજ આવશ્યક છે.** અને આ શિક્ષણ આપવું એ દરેક માબાપની સૌથી પહેલી અને મુખ્ય ફરજ છે. અને જેઓ આ ફરજ બજાવવામાં પછાત રહે છે તેઓ પોતાના દેશને વાસ્તે અભિમાન ધરાવતા નથી એમ આપણે કહી શકાશું.

છેવટમાં સર્વ નિયંતા ઇશ્વરની આપણે પ્રાર્થના કરીશું કે દરેક માબાપ પોતાની આ ફરજ સમજીને પોતાથી બનતી મહેનતે પોતાનાં બાળકોને ધર્મ શિક્ષણ આપવાનો યત્ન કરે ને આપણો આર્ય દેશ જે ઉચ્ચ પદવીએ પોતે પહોંચેલો હતો તે સ્થિતિ પુનઃપ્રાપ્ત કરવારે શક્તિવાન થાય.

પ્રતાપી ભરતભૂમીના પ્રતાપી નીપજવાની યોગ્યતાવાળા આર્ય બંધુઓ! જાગૃત થાઓ. પરમાત્મા તમને સદ્બુદ્ધિ અને સન્માર્ગ દર્શાવો.

---

# શ્રીમંતોને વિજ્ઞપ્તિ.

આજના વખતમાં લોકને પેટ પુરતું ખાવા ન મળવાથી તેઓ પરધર્મમાં વટલાઈ જાય છે કારણ આ દેશમાં સાધારણ સ્થીતિના માણસો કરતાં ત્યાં તેમને સારી રીતે ખાનપાનાદિ મળેછે ને તેઓ સુખે દિવસ નિર્ગમન કરે છે. તેમ થવામાં આપણે પોતેજ કારણભૂત છીએ એમ કહેવામાં કંઈજ હરકત નથી. કારણ તે લોકો ધર્મપ્રસાર માટે મોટા મોટા ફંડ કરી મીશનરીઓ [ ઉપદેશકો ] મોકલી સર્વત્ર ઘણીજ શાંતિથી ફતેહ મેળવે છે. ત્યારે આપણા દેશના ગર્ભશ્રીમંતો અને અન્ય સંપત્તિમાન પુરૂષો તેમના પોતાનાજ દેશ બંધુઓ તરફ બેદરકાર રહી તેઓને ભુખમરો ભોગવતા દેખી કંઈજ દયા લાવતા નથી, ને તેથીજ આડકતરી રીતે અન્યધર્મીઓને તેઓના કાર્યમાં મદદ કરે છે. પણ આ સ્થીતિ સુધારવા માટે આપણા શેઠી-

યાઓએ મોટાં ફંડ કરી મહાન વકતાઓ ઉપ- દેશક તરીકે દેશમાં ફરતા કરવા અને લોકની સ્વધર્મ તરફની રૂચી વધારી, અન વિના ટળવ- ળતાઓને યોગ્ય મદદ આપી ધંધે વળગાડવા જોઇએ, અને બીજી રીતે ધર્મ સંબંધી જ્ઞાન આપનાર સરતા વાંચનનો લોકમાં પ્રસાર કરવો જોઇએ. [ જે આ લેખનો આશય છે ] તોજ ભવિષ્યમાં દેશની અધમ સ્થીતિ થતી અટકે અને પુર્વની સ્થીતિ પ્રાપ્ત થાય.

---



---

# બ્રહ્મચર્ય.

આ લેખ પણ હિંદુધર્મના માફક જૈન સમાજને ઉપયોગી થઇ પડે એવો છે. તેની અગત્યતા માત્ર એજ કે ત્રણ માસમાં તેની નકલો છપાઇ ગઇ છે માત્ર સો જ નકલ બાલક છે. વિદ્યાર્થી વર્ગમાં વહેંચવા માટે કેટલાક ધર્માભિમાની ગૃહસ્થો તરફથી માગણી ચાલુ છે.

**કિંમત એક આનો. સોના રૂ. પાંચ.**

## " બ્રાહ્મણ. "

બ્રાહ્મણોને તેઓના સ્વરૂપનું ભાન કરાવનારાં ધર્મ કર્મોનો રસ્તો બતાવનાર; તેમજ એક યોગ્ય ઉપદેશક તરીકે ગરજ સારનાર આ એકજ

**માસિક છે. વાર્ષિક મૂલ્ય રૂપિયો ૧ એક.**

**હવે મંગાવો કે મંગાવો.**

**" બ્રાહ્મણપત્ર કાર્યાલય "—જામનગર.**

# કેટલાક અભિપ્રા

હિંદુધર્મ—વિદ્યાર્થી વર્ગને પ્રથમ
આ પુસ્તક ઘણું ઉ

**ભ્રાત્રુ.**

હિંદુધર્મ—આ પુસ્તક સારો ઉ
આ ચાલતા સમયમ
લેખો બહાર પાડવાને.

**શાસ્ત્રી જીવરામ લલુભાઈ. મુંબઈ**

હિંદુધર્મ—આ નાની ચોપડીમાં હિંદુધર્મને
ગતી કેટલીક બાબતો સમાવવામ
આવી છે જે ધ્યાન પૂર્વક વાંચી મ
નન કરવા લાયક છે.

**જી. કે. પારેખ.**

હિંદુધર્મ—આ ચોપડીમાં હિંદુઓનું કર્તવ્ય ક
છે તે ઘણી સારી રીતે બતાવવામ
આવ્યું છે.

**મુંબઈ સમાચાર.**

એ સિવાય કેટલાક વધુ અભિપ્રાયો પણ
મળેલા છે.